વિદ્યા વિનોદી મિત્ર માળા નં. ૩

# जीवन मार्ग.


પ્રસિદ્ધ કર્ત્તા.

પ્રેમજી શંભુરામ જોશી.

પ્રોપ્રાયટર, હિન્દુ ઍકેડીમિ.

કરાંચી.

विद्या विनोदी मित्र माळा. नं. १.

# जीवन मार्ग.

लेखक.

भाणजी भाइचंद कोठारी.

ओहो ! एकज बिन्दु पास धपतां बिन्दु बधां ए वहे;
तेनो सांकळमां न कोई कडीबे साथेज जोडाई छे !
किन्तु सांकळ आखीमां दर कडी खेंचाई, खेंची शके !
ते खेंचाण अनन्त प्रेम ! प्रभुए ! तु हुंनी प्रार्थियए !

हृदय त्रिपुटी, कलापी कृत.

अमदावाद:

“विजय प्रवर्त्तक” प्रेस.

प्रसिद्ध कर्त्ता,

प्रेमजी शंभुराम; जोशी. पोस्टमास्टर, हिन्दु अकेडीमि.

करांची.

# अर्पण.

मारा सहवासमां आवता मारा प्रिय विद्यार्थीओ के जेओ आ नवीन युगमां संस्कारथी रंगावानी जिज्ञासा धरावी रह्या छे, विद्यार्थी तरीकेनुं खरुं जीवन शिखवाने उलटमंद छे, शिष्य भावमां तो-अग्र गण्य छे, अने सत्य सांभळता जरा पण कंटाळता-नथी, तेमने आ अनुं पुस्तक प्रथमथीज समर्पण छे.

प्रसिद्ध कर्त्ता.

# भैरवी.

पूर्व सूर्य उदय थयो, केम आंख घेरे ?
जगत्-क्षेत्र आ विशाळ,
विविध कर हवे विचार,
जेम पक्षी मधुर गान जगत्-माग वेरे. पूर्व०
उठने ओ भाई ! भाई !
आंख जाय छे अंजाई !
हृदय पर उषा छवाई, जेम ज्ञानी प्रेरे. पूर्व०
पुष्प खीले प्रेम आणी,
भक्ति मार्गने प्रमाणी,
हृदय पर स्मृति छवाणी, जेम संत तेडे. पूर्व०
रात्रि तणा झणझणाट-
पर वळी सुषुप्ति झांख,
तथा योगीनो प्रताप रहे इष्ट केडे. पूर्व०
कार्य रंग लागी जाय,
लाग्यो नहिं लाग्यो थाय,
कार्यथी कृति रचाय, कार्य सर्व रेले. पूर्व०

—∘—

# उपोद्घात.

अवलोकन द्रष्टा, मनन दर्पण अने कार्य ए प्रतिबिंब छे. कार्य अने कुदरत अनुकूळ थाय त्यां न्यूनता शी ? ज्यारे आम संयोग थाय छे त्यारे कुदरत पोतेज वाहक बने छे. मनुष्य मात्र गति प्रेरी शके छे, एम अनेक विद्वानोनुं मानवुं छे. प्रेममय विचारो विना आवी कंई अनुकूळता थई शके नहिं. मनमां नित्य परमार्थ चिंतवता, बूरी वा-ञ्छना न धरावता, जंजाळमां लचपचेल छतां खरी निवृत्ति जाणनारा विचारो लाववा, ए जीवनने उच्च मार्गे करनारुं महान् कर्तव्य छे.

हवे आपणे सामान्यता विचारीए. कोई पण माणसनुं हृदय जोतां आपणने एज जोवामां आवे छे के, सुख केम प्राप्त करवुं, ए तेनो मुख्य हेतु होय छे. छतां आ सुख भिन्न भिन्न छे. एक माणस नीतिथी चालवामां परमानंद माने छे, त्यारे बीजो माणस उपहास, ठगाई, मोजशोख, व्यभिचारादि दुर्व्यसनोमां एवुंज कंईक जुए छे. जे शब्द उच्चारतां एक पळ पण लागती नथी, तेनुं ऐश्वर्य प्राप्त करतां कदाच आ जीवन वही जाय छे; कार्य माटे जीवन अर्पण ! ए भ्रम छे. कार्यनी असर मोटी छे. ते रूपांतरोमां साथे रहे छे. सहाय करे छे. पोतानो असल सिद्धांत केळवातो केळवातो कल्पेल पामे त्यारेज अटके छे. आटला माटेज आपणे उपर शिख्या के प्रेममय बनवुं ए परम कल्याणकारी छे. मनुष्यो कोई पण जातना साहसमां

प्रवेश करवा जेटली उतावळ करे छे, तेवो प्रयत्न पोताना हित माटे करे तो सारुं; अने जेवी इच्छा पोताना हित माटे राखे छे, तेवोज उत्साह अन्यना कल्याण माटे राखे तो तेनाथी वधारे सुखी कोई गणी शकाय नहिं. बीजानुं सुधारतां पोतानुं सुधरी जाय छे, ए अहिंआ भूली जवानुं नथी. संकल्पबळ आ सर्व आपणने शिखवशे. प्रेममय लागणीथी ज्यारे आपणे सृष्टिना जड पदार्थोमां पण चैतन्य जोई रह्या होईए छिए, त्यारे संकल्प वा निश्चय बळ प्रथम उद्भवे छे. याद राखजो के, कोई पण कार्य न करवानो निश्चय करवो ए पण निश्चय छे; वळी निश्चय ए माणसना कार्यनो अंत नथी, पण तेथी करी ते एक नवा जीवनमां प्रवेश करे छे, एम विचार शक्तिना प्रबळ-मनस्वी विचार करतां आपणने जणाई आवे छे. ए प्रवेश पछी सत्यना बगीचामां खीलतां घणां स्वादिष्ट फळो हजु आपणने चाखवानां छे. जेम नदी किनारे बेठेलो माणस सृष्टि-सौन्दर्यमां तल्लिन थई जाय छे, तेवी रीते निश्चयवाळो माणस, ते फळोनो स्वाद लीधा पछी, कदि पाछो वळी शकतो नथी. ते पाछुं जोई शके छे, ने जे असत्यथी भरपूर होय छे तेमां पण सत्य जुए छे. महात्माओ निश्चयनुं सूचन आवा हेतुओने लीधेज करे छे.

आवी रचना थती जाय छे, एटले दूष बुद्धिनुं तेज झांखुं पडवा लागे छे, अने धीमे धीमे होलवाई जाय छे. कोईनी साथे दुस्म-

सेम्युअल स्माइल्स.

ना थई, ए आपणने याद रहे छे, पण तेनी साथेनो परिचय आपणा हृदयमां जडाई रहे तो केटलुं सारुं ? एवुं क्यारे बनशे के जगत् आपणा कृत्योथी प्रसन्न थाय ! आपणी पवित्रतामां कलंक लागे नहिं, तेटला माटे आपणे संभाळवुं न जोईए ? काई सळगी उठे छे त्यारे आपणे चमकी उठीए छिए, पण ज्यारे आपणुं हृदयरूपी घर एज दशा भोगवे छे त्यारे आपणे म्हालता रहीए छिए, ए केवो नशो ? अखूट खजानो आपणी पासेथी जे लई शके नहिं, ते मात्र तुच्छ संजोगो लई जाय छे. दुनिआमां एवा माणसोनी हैयाती छे के जेना हाथथी सेंकडोनुं बूरुं थाय छे. छतां ईश्वरनी कृपा-वेरान जंगलमां, खळखळ थता प्रवाहमां, पर्वतने शिखरे, उछळता महासागरमां,-आपणने शान्ति आपी रही छे. घणा ते जोई शकता नथी. तेओनी द्रष्टिमां दोष हशे. ए शान्ति लाडी, वाडी के गाडीमां मळी शकती नथी. राजामां नथी, प्रजामां नथी; श्रीमंताई, गरीबाई के सादाई कोई स्थळे नथी. छतां दूर नथी; मळवी शकोछो. पेदा करी शकता नथी. तमे धारो त्यां छे. ते आखी दुनिआनो पराजय करे छे. जो पूछशो ते ए शान्ति कोई धर्ममां नथी. छतां ए श्रद्धानी साथेतो खरीज ! जेने ज्यां श्रद्धा छे, तेने ते आदरणीय छे. ते तेने जोई शके छे. आथीज कहेवायुं छे के, पोताना धर्ममां मृत्यु, ए श्रेयस्कर छे. धर्म विना तमे आगळ चाली शकशो ? धर्मने धिक्कारनारा माणसोमां पण धर्म छे, ए लेश खोटुं नथी. शान्ति एज धर्म छे. महात्मा बुद्ध समाधिमांथी जागतां प्रथम शब्दोच्चार कर्या हता के,

'धर्म करो ! धर्म करो ! धर्मनी ध्वजा फेलावो, धर्मन वाजा वगडावो, धर्मनां शंखो फूंको.' आथी तेणे आपणने शुं समजाव्युं छे? धर्म ए मोक्षनुं साधन छे. सर्व प्राणी तरफ प्रेम भावथी जुओ. विचार, निश्चय, द्वेषभावनो त्याग ए सर्व उपलुं वाक्य सूचवे छे.

आ सर्व उपरथी **जीवन—मार्ग** शुं होवो जोईए ए सम्बन्धी कांई विचारतो आपणने आवशेज. एवी दिशा शक्ति अनुसार दर्शाववानो प्रयत्न आ नाना पुस्तकमां करवामां आव्यो छे.

में आ पहेल वहेलुंज पुस्तकरूपे जाहेरमां लख्युं छे. विद्वान् वांचक क्षंतव्य द्रष्टिथी जोशे.

**करांची.**
२८-१०-१९०८ } **भाणजी भाइचंद कोठारी.**



# जवनिका

वसंत तिलका. શાન્તિ સ્પૃહે જીવન આ જગમાં કંઇક,
એવા રૂડા નિમિતમાં મનને પરોવી—
નેત્રો હોયે જગત બંધન કૈક ત્રોડી,
એવા સમે ઝટ અમે પથમાં પળાયા.
શિક્ષા ગુરૂ કર અહીં સુજને બતાવે,
જો વત્સ આ ક્ષિતિ પતિ તણી આદ્ય સૃષ્ટિ.
આના વિષે મનુજની વિચિઓ નિરંત,
ઊંડા ઊંડા સરિતથી વહીં જાય નીચે.
આ મ્હાન સાગર ન શાંતિ કદિજ જાણે,
વિક્રાળ રૂપ ધરી અંક ઉછાળવામાં—
પ્રાણી બહુ ઉદર માંહિ સમાવી હેતો—
ના લેશ રંકની દયા દિલ માંહિ આણે !
આ ગાઢ તિમિર તું જો વળી સૃષ્ટિ બીજી—
આવી તને હૃદય જૂની સ્મૃતિ અપાવા;
ભૂલી જવી ભૂત દશા નહિં છેક સારૂં,
એતો થતી જગ વિષે જન તારનારી.
આસક્ત થાવું ન તથા ભૂતકાળ માંહિ;
એતો દિસેછ ભડકું દુષ કૃત્ય કેરૂં;

ત્યાંતો ઘણા ચતુરની પણ બુદ્ધિ નાઠી,
થાશે હજુ શું વળતી નવ કોઇ જાણે.
છોડી સુદર્શ પ્રિય આમ તું આવ પ્રીતે,
ઈલા તણી પ્રકૃતિ અન્યજ આતું જોને;
તુફાન આ બરફનું વધતુંજ જાતું-
દેખાયછે, દ્દશદ જેમ પડે ઉંચેથી.
એતો ઘણા ગરૅબને નિજ ભોગ ધારે,
તૃપ્તિ ધરી નથૉ જરા દિલમાં તથાપિ;
બંધાય ત્યાં ગિરિ તણા ઉપમાન થાવા,
ને અન્ય નાવિક તણી કીરતિ ત્યજાવા.
"આવા પ્રદેશ મહિં," બાળ અશાન્ત બોલ્યો,
"દ્રષ્ટિ ધરી ગુરૂ નહિં લઇ જાવ મુંને;
છે એક આશ મનમાં કહોઁ આપુંછું તે,
ક્યાં દેવને પરી તણું પ્રિય સ્થાન છે કહો ?
ક્યાં એહ દિવ્ય જન વાસ કરી રહેછે ?
સાચું કહો ગુરૂજી એ મમ આશ મ્હોટી.
મેં સાંભળીછ ઘણી ત્યાંનાૉ વિચિત્ર વાતો,
જોવા જવા પ્રકટતી મન શિઘ્ર ઇચ્છા."

શિખરિણી- "નથી તે આ સ્થાને, નિરખોૉશ ન કોઇ સ્થળ વિષે,
જુએ જો ખંતે તો-બહુ સ્થળ મહિં એ જન દિસે;

ખરાં ચક્ષુ, જેને સુલભ સઘળી જ્ઞાન રમતો,
નથી છાનાં તેથી, પળ વિપળ એ સૌ પરો જનો.

વસંત તિલકા. જ્યાં બાળકો વડિલની પ્રતિ માન ધારે,
સાચા મહિં હિત ગણી નહિં સત્ય છોડે;
ગુણજ્ઞ સ્ત્રી ગુણી પતિ, અનુરક્ત છે જ્યાં–
અન્યોન્યમાં, સુર તણી સુફલા ભૂમિ એ.

## વિચારની પરિક્રમા.

હરિગીત. વહી જાવું છેજ વિચારમાં આ જીંદગી પેઠે અહિં,
નિઃસાર રૂપ થાવું વળી, એ માનશો કહિ એ નહિં,
જન બહુ ગયા પણ વિશ્વ રૂતુના બાળકો ખેલે અહિં,
કયા આવરણને ભેદશે, એ જાણતા કોઇ નહિં.
એ કયા વહનમાં વહી જશે, એ કયાં જઇને અટકશે,
જાયા પહેલાં કયા ઉદરને પોષશે, નહિં જાણશો.
અતિ ગીચ જંગલ કે અતિ વચરાનમાં શબ્દો કરે,
અમ રોગીનાં દુઃખ સાંભળે પણ દિલ દયા નહિ કંઈ ધરે.
હે મિત્ર જાતો શક્તિ સાથે રંગ યૌવનનો ઉડી,
યુવતી તણા અભિલાષનાં સહુ પુષ્પ જાતાં પણ ખરી.
વળી બાળકો આનંદ ત્યજી ભૂત પૂર્વને હૃદયે સ્મરે,
બહુ ઇચ્છતા પણ જેહના પાછું વળે તે શું કરે ?

એ છે વિચારી લીધ માટે ભેદ ભાંગી જાય છે,
આ જીવનના ભૂતકાળનું અભિજ્ઞાન આજે થાય છે.
અહા ! દુષ્ટતા માની લીધી નથી તેવી કાંઇ સ્વરુપમાં,
એ આવી મહૅાન પ્રબળ હવે પ્રભુ શું થશે આ વિશ્વમાં!
એ કોઇ વખતે કાષ્ટમાં અગ્નિ થઇને જઇ પડી.
બહુધા સમય કંટક રુપે સજ્જન તણું દુઃખ થઈ રહી.
બસ એજ આશા રહૅા હવે એ કેમ સઘળું શમી જશે,
શું કોઇ ગુરુ જનનો સમાગમ પ્રેમથી મળતો હશે ?

## विज्ञापना.

બાશાગોડી. મ્હેર કરો મારા માથે; કૃપાનાથ૦
વિકળ અવર હું ભેદ ન જાણું,
તારા ચરણ પ્રતાપે ... ... ... ...કૃપાનાથ૦
એવી દિવ્યા શક્તિ આપો,
ભવનાં કષ્ટો કાપે. ... ... ... ...કૃપાનાથ૦
કેક તર્યાને લાખો તરશે,
તારી કૃપા શું ન આપે ?..... ... ...કૃપાનાથ૦
કોઇ તણો રિપુ હું ન ગણાઉં,
રાખો એવા બળાપે... ... ..... ...કૃપાનાથ૦
ભાન થતાં આ તારી કૃતિનું,
પામર દુઃખને ઉથાપે. ... .... ....કૃપાનાથ૦

## शक्ति प्रति.

ગીતિ. જગત મન રંજન તું, ક્લેશ, દ્વેષ, પરમેષ્ટ દેવ સત્કારી,
માયા મંદિર માંહી, અનેક સંશય છેદન કરનારી.
અશરણુ શરણુ ભરણુ તું, રટણુ ક્રમણુ જન ભ્રમણુ તુમાં કરતા
અસાધ્ય વસ્તુ પામ્યા, વામ્યા દુઃખને જામ્યા અતિશયમાં.

---

## प्रथम दर्शन-विभाग पहेलो.

### करार.

ગઝલ. ઇન્સાફ તારા રાજ્યનો આવો ન જાણ્યો નાથમેં,
ઓ પાક દિલના તું મને જાવા ફરીથી દે હવે;
જે જે સુખો મેં ભોગવ્યાં ત્યાં પાપની ખાણો ભરી,
એ આજ જાણ્યું નાથજી જાવા ફરીથી દો હવે;
છે ક્યાં વસી ખુબી ખરી તમ ભક્તિની સંસારમાં,
એ જાણુતો હું ના હતો જાવા ફરીથી દો હવે;
શિત, ઉષ્ણુ ને વર્ષા મહિં જે શાન્તિ રહી વાસો કરી,
તે શાન્તિને સેવીશ હું જાવા ફરીથી દો હવે;
ઉંચા શિખર નીચે વહે એ મોહનો મોટો ઝરો,
તે મોહનો સંસર્ગ ત્યજું જાવા ફરીથી દો હવે;

રાચું તમારી શક્તિમાં, નાચું તમારી ભક્તિમાં,
રાખું કૃપા સૌ વ્યક્તિપર જાવા ફરીથી દો હવે;
મેં તિમિરમાં રહીને ખરું શું તેજ તે નવ જાણીયું,
પારસમણિ ના સાંપડયો જાવા ફરીથી દો હવે;
બેભાન થઇને ભૂલીયો રાખો કૃપા દૃષ્ટિ હવે,
આ સૌ ગુન્હા ક્ષમીને જવા દો દાસ અંતે વીનવે.

वसंत तिलका. અશ્રુ ભર્યાં નયનથી દીન એ વિલોકે,
'ક્ષમા-દયા' વિમળ વેણ સ્ફૂરે પ્રબોધે;
નિદ્રા તણું પ્રબળ રાજય થયું અરે શું ?
કયાં એ ગયો પલકમાં શિશુ બાપડો હા !

## प्रवेश.

सोनिका छंद. નમ્રતા ભર્યાં પુનિત વેણ જો,
ના ભૂલાય સ્નેહ યુક્ત નેણ જો;
દિવ્ય એ કરાર જે થયો હતો,
જો ! હવે ખરો શું એ પડયો હતો.

## ध्वनि.

भैरवी. ઉઠ ! જાગ ! હો મમ મિત્ર ! તું ઉરે હસી વસી,
જો જગતમાં સુકૃત્ય સ્થાં અમર નિજ કરી. ઉઠ૦

અહિં શાન્તિ સંત ચરણુ તણી રહી બધી પડી,
ચડશે હજુ બહુ હાથ રહી કાન્તિ પરવરી. ઉઠ૦
નથી મોહિની વસી ખરી તરુણી પ્રસંગમાં,
નથી વિવિધ જે વિલાસમાં રહી આ સુસંગમાં. ઉઠ૦
સૌભાગ્ય સુંદરીનું પ્રેમ છે અભેદ ત્યાં,
તુ ક્ષુદ્ર પણુ યથેચ્છ વેશ—ધાર—કાઢ ત્યાં. ઉઠ૦
કદિ ભાનુ ધુમસમાં છવાઈ દ્રષ્ટિથી જતો.
પણુ દિવ્ય વિરલ શક્તિ ધરી શિઘ્ર ભેદતો. ઉઠ૦

ઠુમરી. મિત્ર! વિલોક ઉષા આવી કોઇ દિવ્ય સખા સંગે લાવી,
પ્રાચીન જન મન અમી-રસ રેડે પોષિત અંતર પ્રફુલ્લાવી.
એમજ આ જીવન ફળદાયક કોણુ શકે તે સમજાવી,
તૂટે તાર વિણાના તેનું શું સરજાશે આ ભાવિ ?
જો ! જો ! પહેલું ઝરણું વ્હેતું ભાવિક તેનું પાન કરે,
શુદ્ધ તરંગ અનેક થતા ત્યાં શાન્તિ મનની સ્થિર ઠરે.
મીઠા સુર સંગીત તણા વહતો લપતો મદમસ્ત વહે,
સાગરમાં જો ચિત્ત પરોવ્યું મળવા તેને વેગ ગ્રહે.
કઇક નિરાશા પર ફરતો જે શૂન્ક બની લાખો જનની,
ખીલવે રીઝવે અંક મહિં જે ખેંચે લગની વાદળની.
તેમ જીવન શું આ ખીલવાશે ? ઐહિક સુખનું પાન થશે,
સુધરશે પરનું આપણુનું શાણા નર સૌ સાચવશે.

* કૃળવતી દ્રષ્ટિથી પંથ જોતી;
વિપળમાં સર્વ સાન્નિધ્ય ખોતી,
અજીત એ સમૃદ્ધિ સુપ્રબોધે,
સવળતાથી ભર્યો પંથ શોધે.
ઉતરવું વિશ્વના ભેદ માંહિ,
દુરિત શું એ થકી મિત્ર આંહિ ?
ઘુઘવાતો, ગર્જતો ક્રૂર વાયુ,
વનચરો, ત્રાસથી અલ્પ આયુઃ,
પુરણ ક્રોધે તપેલો સવિતા,
ભીષણ આ પંથમાં ત્રાસ દેતાં.
વીતી ગયા કેક યુગો અહિંઆ,
લૅખ્યુ હશે ભાવિ શું આ મહીમાં !
વ્યતિત તે કાળમાં દ્રષ્ટિ નાંખી,
થઇ ગયું-શું હતું ? એ વિલોકી;
સુહૃદ શું સત્ય, એ જોઇ લેશું,
વસુ વિષે અન્યને લાભ દેશું.
મરી ગયા લાખ નિશ્વાસ નાંખી,
હૃદયની આશને ઊર્મિ માંહિ.
જગતના દાનવોના વિલાસો,
તમ પ્રતિ એહના શ્રાપ જાણો.

---

* માલિની છંદ પરથી.

ત્રોટક.* વહજે કરજે કંઈ બોધ ભર્યું,
ઝટ ગા, ઝટ જે દુખથી ઉકળ્યું
વળી યુક્તિ બતાવ સરે બમણું,
સહુ સ્થાન વિષે બસ એજ સુણું.
અહિં આશ ત્યજી સહુ આર્ય વસે,
સમજે દીન ભાવિ બળે વળશે;
ઝટ ત્યાં સુસવાટ કરી કંઇ ગા,
પ્રિય ! તું જગમાં દુઃખમાં સુહૃદા.
દુઃખના દિન જ્યાં વિચરે પ્રસરે,
દુઃખ જે નરને શિર ભાર કરે,
સુખ શું ? નર તે ઘટ જાણી શકે;
ફરશે સુખ કાજ વિના અટકે.
હીણું ભાગ્ય દિસે અહિંના વતની,
પડઘો કંઇ તે હૃદયે કરની;
બહુ પ્રીત કરૂં પરમાર્થ ગણી,
કર દૂર ઘટા દુઃખ વાદળની.
તહિં ભૂપતિનું જૂથ જો ભમતું,

---

* આ કાવ્યમાં સત્યના ઐશ્વર્યને દ્રષ્ટા ગણી, તેની એટલે ઐશ્વર્યની ભવિષ્યને માટે અથવા વર્તમાનકાળમાં શું અભિલાષા છે એ સૂચવેલ છે.

પશુતાની સમાન સુખે ચરતું;
પણ સુખ ગાયું દુઃખથી નરતું,
પરમાર્થ સમું નહિં જે ખીલતું.
મરતા જન તે અહિં કોણ ગણે,
નિજ અર્થ સ્પૃહી બહુ રંક હણે;
સુધરે જન બોધથી એ સુણીને,
કંઈ બોધ ભર્યું દુઃખમાં વહજે.

# सिद्धिनी अभीष्ट प्रार्थना.

ગરબી. દિવ્ય શક્તિનાં જગાડાં મારે ઘેરજો,
વિશ્વ બધું આ આનંદે રેલાયજો.
પગલે પગલે પૂજું એના પાયજો,
મેરામણ આનંદ તણો છલકાયજો.
હો સજની! શણગારો રૂડા બાગજો,
આજે મારે હૈયે હર્ષ અથાગજો.
વધામણી સહુ પૂરનાં લોકો પામજો,
આશિષના મીઠાં વચનો કંઇ ભાખજો.
ને તમ શાન્ત કૃપા અમ પર વરસાવજો,
સ્નેહ દ્રષ્ટિ પ્રેમી અમ ઉપર નાંખજો.
અમે તમારી સાથે રમશું અલ્પજો,

વીસરશો નહિં કહિએ વીતે કલ્પજો.
આ પડછાયે રમશે લાખો કાયજો,
એવાં પૂરનાં લોકો થાજો સ્હાયજો.
દીપકની જ્યોતો નિશદિન તમ ઘેરજો,
પીડ નહિં સંતાપોનો કંઈ કેરજો.
લાખો વર્ષ વીતે પણ જે તમ રુપજો,
રુપાંતર નવ જાણે એવું અનુપજો.
જગનાં જન રાખે તમ ઉપર પ્રીતજો,
પણ તમ પ્રીતિની નહિં એવી રીતજો.
હો તરુવર! એવાં છો એક રસાળજો,
અમપરથી ઉતારો જગનું આળજો.
આ શક્તિ પામે કંઈ મધુરૂં ગાનજો,
એવો મંત્ર હૃદય પટ માંહિ વેરજો.

# सिद्धिनी याचना.[1]

ગરબીની ધૂનમાં.   ખોલ હૃદયનાં દ્વાર—સુભાગી૦

---

૧. હે મિત્ર! કોઇને આશ્રય આપવો એ તારું કર્તવ્ય સમજતો હો, તો કર્તવ્યનું સ્વરુપ પ્રથમ જોજે. તું તને એક ક્ષુદ્ર પ્રાણી સમજજે નહિ. તારાથી જે થશે એ કદાચ ભવિષ્યના મહાન્ પુરૂષો પણ કરી શકશે નહિ. મનુષ્ય એ જગત્ નથી, પણ જગત્‌ને કેળવનાર પરમ સિદ્ધ છે.

આશાનાં આ પંખી ઉભાં, ખોલ હૃદયનાં દ્વાર— સુભાગી૦
નભ મંડળ આ પૂર્ણ ઘેરાયું, ખીલશે હો ! દુઃખ જે કરમાયું,
મંદિર માંહિ ઉતાર— સુભાગી૦
ચમકે ચપળા-વીજળી માથે, દૃશ્યાદૃશ્ય થઇ મન રાચે,
બદલે મનના વિકાર— સુભાગી૦
સંચય ગુણનો ઇષ્ટ સ્વાભાવિક, યાચક આ ગુણના બહુ ભાવિક,
માગે એ ઉપહાર— સુભાગી૦
રમ્ય વસંત મહિ ત્યજી જાશું, દેશ વિદેશ વિષે પ્રસરાશું,
આજે કર ઉપકાર— સુભાગી૦

શિખરિણી. તને હું ના પ્રાર્થું, જગત મહિં કીર્તિ ઘણી થવા,
તથા મારા અર્થે, ધન વિભવનો ભોગી બનવા;
રહું તુંમા રાચી, દીન પ્રતિ ધરી લે પ્રભુ ! પ્રીતિ,
સદા તારી સાથે, ચિત ધરતું મારું દૃઢ નીતિ.

# સિદ્ધિની અનુકંપા.

## વિકૃતિ અર્થે વૃત્તિ પ્રતિ ઉક્તિ.

ઝુલણા. જાગને વ્હાણું વ્હાયું પ્રભા સુંદરી,
જાગ્ય હો વિશ્વની દિવ્ય દેવી;
વિકળ આ હૃદયમાં શાન્તિ વિસ્તારને,
ચાલતા નીરને છેહ દેવી.
પરમ સુસમયની આરતી વાગતી,

નાચતી છંદથી શુદ્ધિ શાળા;
સરળ સત્ ચિત્તની જ્યોત જો ખીલતી,
જાગ્ય નિદ્રા ત્યજી ભવ્ય બાળા.
વાયસો જો જરી, જગત્ ઉદ્યાનમાં,
મ્હાલતા કૂદતા પ્રેમ ગાને;
સર્વ જાગ્યા તથાપિ ન તું જાગતી,
આળસુ ભાસતી આમ શાને ?
નિત્ય પૂજા કરી, થાળ ભાવે ધરી,
કષ્ટ સહેતાં બહુ વર્ષ વીત્યાં;
આશની વાસમાં ધીર સોસાઇ ગઇ,
કિંતુ તેંના રિપુ રાજ્ય જીત્યાં.
સૃષ્ટિના ફંદના બંધને ત્રોડતાં,
જો પવિત્રા તને વાર શાની ?
પૂર્ણ આનંદથી જાગ્ય આશા ભરી,
એકના નામનું સ્તોત્ર ગાની.

## सूक्ष्म शरीरनी वाञ्छना.

उपेन्द्रवज्रा

પ્રવેશતો શાન્ત વિચાર વાયુ,
વિવેકથી જોઇ રહ્યો ગતાયુ;
અરે સખા શક્તિ વિપુલ આવે,
કરીશ હું કાર્ય રૂડાં અભાવે.

# યૌવનોત્સવ-વિભાગ બીજો.

દીંડી.
વહ્યો જાય દિવસ ભોગવ્યા ન જાણે,
નહિં તૃપ્તિ લેશ થાય પ્રભુતાને;
વીતે કલ્પ કેક વિશ્વની મજામાં,
ખુબી સત્ય વસી આજ લાલસામાં.

શિખરિણી.
સજે વાઘો આશું, શરીર પર પ્રેમી પલકમાં,
અરે એતે કેવો-તરલજ દિસે છે જગતમાં,
ઘડી ધારે પાછો-ત્યજી દઇ, વસે અન્ય ધરતો,
હશે આશું? તેતો-નથી સમજતો શ્રેષ્ઠ નરતો.

શાર્દૂલવિક્રીડિત.
ગોષ્ઠિ શું થતી આ ખૂણે ઉભયમાં, વાતો કરી શું રહ્યા
છૂટી તે યદ્યપિ નથી થઇ અહો ! યુગો ઘણા વીતીયા;
લાખો તૂટી ગઇ હજુ તૂટી જશે, પ્રત્યક્ષ જોયું ભલે,
નેત્રોતો નીરખી રહ્યાં જગતના ખૂણા તણો નાદ એ.

દીંડી.
કરી હાસ્ય બોલ બોલ કાંઇ ઘેલી,
અતિ પ્રેમ લુબ્ધ સાગરે ભીંજેલી,
ખીલવ વિકસી અંગનું કમળ લચેલી,
કરી હાસ્ય બોલ બોલ કાંઇ ઘેલી.
અહા ! કાન્તિ આ ખીલી રહી શું ભાસે ?

જગત મન હીંચતું નૂતન પ્રકાશે,
જખમ શિક્ષ કરતું હર્ષ ઉભરાશે,
અહા ! આજ શું દીવાની દશા થાશે !
જેમ ગદ મદિત થાય તું અલબેલી,
તેમ હૃદય મારું ભાન દેતું મેલી,
ભીડું બાથ તોય, આહ ! શું ચડેલી,
સિન્ધુ ગાન કરે પાશમાં પડેલી.
ચાલ તંતુને કંઈ ઉષ્ણતા લગાવું,
તને પ્રિય પ્રિયે ! એક વાર થાઉં,
સૂકે પંથ ચાલનાર તે ચલાવું,
નાચ રસ થકી ભરેલ થનન નચાવું.
એક દિવસ જો રતિ પતિ રીસાયા,
જાણે દૂર કરી સૌમ્ય વૃક્ષ છાયા,
થઇ એકલી તે ક્રૂર પ્રણય આશા,
કામનીને મન ભવ તણા નિસાશા.
ખરે કમળ નયન તાહરાં પ્રતાપી,
કરે વિજય હૃદય માંહિ છાપ છાપી.
અજબ બાહુમાં, પ્રસારી પાંખ તારી,
લઇ ચાલી કયાં કહે તું મનોહારી ?
અતિ ઉજડ વનમાં, મૂકયો વિહારી,

કેમ રાત દિવસ જાય પ્રાણુ પ્યારી,
કેમ શાન્તિ મેળવાય રંગ રેલી ?
કરી હાસ્ય બોલ બોલ કાંઇ ખેલી.

*                    *                    *

હવે શરમ ત્યજી દેતું સ્મિત ભાસે,
હતું અભ્રમાં છૂપાયું કયા અવાસે,
આજ વિનવી વિનવી થાકયો જો મસ્તેલી,
કરી હાસ્ય બોલ બોલ કાંઇ ઘેલી.

शार्दूल विक्रीडित.

ચંદા વ્હાલી તને ઘણા સુજશથી, આજે વધાવું પ્રિયે,
થાતું માનની સૌખ્યદા રસ ભરી, પ્રીતિ તણાં ચક્ષુને;
પ્યારી કુંડલ તાહરું ક્ષય ભર્યું, આજે ઝુલાવે મને,
છોડું કેમ હું પાત્ર આ મુદિતજે, પ્રેમીતણા પ્રમને.

# प्रथम याचना.

શાને કોપિત હો કોમલાંગી ?
દાસ તમારો રોષ વિસારો, ગુણુ સ્વરૂપ અનુપા,
આક્રોશ ત્યજી, મમ દોષ ભૂલી, છોડી દે સ્વચ્છ સરિતા,
વચનની પ્રેમ મુદિતા.                                        શાને૦
વ્યોમ ઘટા ઘન ઘોર કિશોર ચકોર તણું મન ભાવે,

રાચું તારા સ્નેહ મહિં, હું નાચું જેમ નચાવે,
રસિકડી ! રોષ ત્યજી દે. શાને૦
રાત્રિ વીતે રસ ભીની સૂની થઇ કાં મુખ મચકોડે ?
પ્રાર્થું, અર્જું, ચરણ તળાસું, આંસુ ખાળને કોડે,
પ્રિયા ! તું રાચ પ્રમોદે. શાને૦
વિશ્વ દિસે જો શાન્ત, કૃતાન્ત દિસે આ કાળ, રસિલી !
વીલી પડ નહિં, જીવન વેલી તું તો મારી, છબીલી !
પ્રાર્થું છું મદને મેલી. શાને૦
ખાલી કેમ વિલંબ કરે, મન મારું ધીર ત્યજી દે,
હે કમલિની સ્નેહ સજી, તું મુજને શીઘ્ર ભજી લે,
વીલી નહિં થાતું, લલિતે ! શાને૦

## प्रबळ-प्रशंसा.

आशा. તું જાદુ કેમ ચલાવે ?–પ્રિયા૦

રમ્ય શબ્દ ઝરતા મુખથી કાં ઘેલી બંધ કરાવે,
માથે ભયના ડંકા વાગે તે પણ તું વિસરાવે.–પ્રિયા૦
ખેંચે તુજ ભણી કાં મનહરણી ! તેજ અધિક બતાવે,
ભય વિના કાં મધુર રસાળી રોમાંચિત કરાવે.–પ્રિયા૦
મહા ભૂપથી ચાલે નહિં તેવું તું તંત્ર ચલાવે,
નયન ચાપથી પરવશ કાં કર ! કાં મમ સર્વ લૂંટાવે.–પ્રિયા.

# રૂપ-પ્રશંસા.

તુજ વર્ણન કોણ કરેરે !

આ દુનિઆના ચિત્રકાર જે કૌશલમાં વખણાણા,
તે તારી છબી નિરખી પ્યારી પથ્થર થઇ પછણાણા. તુજ૦
મયુર વાહની હાથ ધરે વર્ણવવા તુજ રુપ વ્હાલી,
રાત દિવસ શ્રમ વેઠે પણ એ સઘળું પ્રમદે ! ખાલી. તુજ૦
પ્રથમ ભ્રમણા ઉપમા તારી મળી શકે નહિં કયાંયે,
વિશ્વ સમસ્ત અપૂર્ણ દિસે પણ તું તો પૂર્ણ જણાયે. તુજ૦
જેમ ભીમક સુતા દમયંતીનું રુપ નારદ ગાયે,
તેમ રમા મંડળમાં વામા વ્હાલી તું વખણાયે. તુજ૦

# વિહાર-પ્રશંસા.

તુજ ચાલ અનુપ વખણાયે.

ગજ ગામિની હંસ ગતિ એ સઘળી વ્યર્થ ગણાયે,
તુજ માટે મેં સર્વ વિલોકયું કોઇ ન યોગ્ય જણાયે. તુજ૦
સર્વ સમૃદ્ધિ અખિલ વિશ્વની અલ્પ અતિ સમજું હું,
એની કિંમત માટે સઘળું શાથી ક્ષુદ્ર ગણું હું ? તુજ૦
પગલે પગલે રત્ન મૂકું પણ કિંમત નવ અંકાયે,
એવી એ ગતિ કેમ અનુપમ ! મારું ચિત્ત ભમાયે. તુજ૦

# कृपा-याचना.

ધનાશ્રી. કર તું કંઇક કૃપા, રસિલી કરતું કંઇક કૃપા.
પ્રેમથી તું મુજને ભીંજવી દે, વિસરું દુઃખ બધાં-રસિલી૦
વર્ષો જાતાં આવી રુતુનાં, જાણું સત્ય મજા- રસિલી૦
તું મુજ જીવન, તું મુજ સઘળું, તું મુજ કામ દૂધા-રસિલી૦
લ્હાવો લેવા દે યૌવનનો, ભૂલું અન્ય ક્ષુધા- રસિલી૦

# गुप्त मंत्रनो संदेशो.

गझल મુસાફર આવ જંગલના ભરી આ જામ તું પી જા.
અયી દીલજાન દર્દોના, ભરી આ જામ તું પી જા.
જરા દિલને દબાવી, નહિં વદન મચકોડીને જોવું;
બધી આલમ તણી ફરિયાદથી દિલને બચાવી જા.
અમર કાયા થશે તારી સીતમગીરી સહી જાતાં;
જહાંગીર એક તું તે નોંધ પોથીમાં લખાવી જા.
નથી કાંઇ સાર આલમમાં, મજા છે હાલ પીવામાં,
ખફા થાવું પછી શાને, મજાનો બેશ ભજવી જા.
હજારો આશકોના દર્દ દાબી દઇશ તું એથી,
મુશિબત હો, તથાપિ જાન છે કુરબાન પીવામાં.
પરાર્થે પ્રાણુ તજવામાં, પરાર્થે દુઃખ સહવામાં,
રહી સજ્જન ભલાઇ તો દવાઇ આ સખા પી જા.

લખી જાહેરનામાં ને ગણિતો તેમનાં મોટાં,
પૂરા વિસ્તારથી વર્ણી ખરી નેકી બજાવી જા.
હૃદયનો ઘાવ જ્યાં પડતો ખરા વિશ્વાસથી તેને
દવાના લેખની યાદી દઇ આ જામ તું પી જા.
હતું નીચું અમારું કૂળ જાતે સુધર્યું એથી,
અરે ઓ મિત્ર તેથી પ્રેમની આ જામ તું પી જા.

# प्रसंग वर्णन.

હરિગીત જ્યાં કારમી ચીસો પડે ઉંડા તિમિરના ઉદરમાં,
ઝીણા ઝીણા તણખા પ્રકાશે અગ્નિના તડ તડ થતા;
મદમસ્ત પ્રાણીના અવાજો હૃદયને ભેદી જતા,
ત્યાં શાન્ત ધ્વનિઓ તો બધા પળ-નિમિષ માંહિ વિસરતા.
જન કઇક લાખોની પ્રગાઢ સ્પૃહા તણા કાંટો બળે,
વળી લાગણીના ઘાવ તેમાં કોઇપર જઇ ફરી વળે;
તેથી બચીને ઉગરે તે બ્હાર આવે ખંતથી,
પણ કઇક રંકો અટકતા તહિં જીવન કેરા અંતથી.

# सिद्धिनो ध्वनि.

ચોપાઈ જગમાં લઇને નર અવતાર,
કરો નિરંતર શુભ વિચાર;

જેથી પામો સુખ અભિરામ,
રહે તમારું અવિચળ નામ.
દયા ધર્મ એ સહુથી શ્રેષ્ટ,
મળે સ્વર્ગ સુઠામ યથેચ્છ;
બધા જીવોને આપ સમાન,
ગણી કરો સહુનું કલ્યાણ.
નિશદિન સત્ય તણો ઉપદેશ,
કરવો, સુણવો, તજવો દ્વેષ;
જ્ઞાન દીપકનો થતાં ઉજાસ.
અંધકારનો થાયે નાશ.
એવાં સંત તણાં શુભ વેણ,
સુણીને તેનું કર તું કહેણ;
પાછળ આવે કાળી રાત,
પલટી જાશે દ્રષ્ટિ પાત.

લલિત

જગતની ઘણી વ્યાધિઓ થકી,
ભૂલી ગયો અરે સત્ય જે ગતિ;
ધનિક પાસ તું જૂઠ ઉચર્યો,
ધન તણી ક્ષુધા ના ભૂલી શકયો.
જગતમાં મહા કલેશ મૂળ એ,
નિજ સુતો મહિં વૈર-શૂળ એ,

તવ પૂઠે અરે નાચતો ફરે,
વચન સંતના કાન ના ધરે.
ધરમ કર્મને ઢોંગ તું કહે,
વિનય વાત ના ચિત્તમાં લહે;
મધુર વેણ તું બોલીને અરે,
સુહૃદની કહિ સમૃદ્ધિ હરે.
ભય થકી બહુ તું છળી મરે,
નીતિ મહિં ઘણી બીક તું ગણે;
દિન ગયા તણી માળ તું જપે,
કરીશ કામ આ લાભ શું થશે ?
ઇતર અર્થને નિત્ય ચૂકતો,
પુનિત પંથને અંધ ભૂલતો;
રિપુ જનો તણું વૈર ના ભૂલે,
મન અતિ બૂરી આશમાં ઝૂલે.
વિકટ માર્ગમાં ક્રોધ ના ત્યજે,
કર ક્ષમા તણું શસ્ત્ર ના સજે;
અખિલ વિશ્વના મોહમાં રમે,
અહહ ! તે થકી દીન તું ભમે.



# विभाग त्रीजो.

## उत्तरावस्था.

### पडती निशा.

સરી જતો હાથથી ભવ્ય માર્ગ,
થઇ જતું સૂર્યનું તેજ અસ્ત;
ઉડી જતી પ્રવૃતિ ચિત્ત કેરી,
વહી જતાં વાહનો કાર્ય મેલી.
શિતળતા ઔષ્ણુતાથી વિદારે,
રુતુ પ્રતિ સુખ એ ક્યાં વિચારે;
વિભવમાં મત્ત થઇ ઇષ્ટ ધારે,
વીતી જતાં વર્ષના દિલ ભાળે.
પ્રભુપદે સુખ એવું સજાવે,
પલકના સ્વપ્નમાં એજ ભાવે;
નિશિચરો પાંખ પ્રીતે પ્રસારે,
મનુજના ચિત્તમાં ખંત પ્રેરે.
તદપિના વાસના દગ્ધ થાતી,
વિષય આમોદ માંહિ જણાતી.
આગમના સારને તુચ્છકારે,

પ્રિયતમા સ્વર્ગ વિમાન ધારે.
ઇતર ત્યાં સત્વ શોધે મચેલા,
અહિં બધા હિન સ્થિતિ ધરેલા,
રજનીના રાજ્યના ભૂપ ધારી,
મચી રહે ભોગમાં સૌ વિસારી.

મદનના અશ્વ આરુઢ થાતા,
સુખ ખરું આંહિ શું ? હે વિધાતા !

શાર્દૂલ વિક્રીડિત.

અશ્રુ પૂર્ણ નયન થતાં ભૂત દશા જોવી રહી ભાગ્યને,
ધ્રૂજે કાય ઉડી ગઇ તરલતા, શક્તિ ગઇ ત્યાગીને,
આ તારો ખરી ક્યાં જતો શરીરનો, શોભા વિનાનો કરી,
આખી સૃષ્ટિ વિલોકશે મુજ ભણી, કાન્તિ ત્વચાની ગઇ.
વ્હાતું વહાણું બીજા ઘણા સુવકનું, રાત્રિ ગણી શ્રાપતો,
ઊગે સૂર્ય અરે ! અરે ! ભય ભર્યો, એ કારમો ભાસતો;
પ્રેમે વાણી કવી રહ્યા જશ ભરી, 'ખીલી રહી સૌ દિશા,
ઉઠી જાગ્ય સુબન્ધુ તું ધીરધરી, આ વિશ્વના રાજ્યમાં.'

# સ્થિતિ.

ગઝલ. ગઇરે ! ઉડી ગઇરે ! ઉડી એ મોહિની ગઇરે ઉડી,
રે ! માધુરી એ દિવસની ગઇરે ! અરેરે !! શું ઉડી ?

ઉલ્લાસ સઘળો પંખીનો ને રસિકતા ઉડી ગઇ;
સઘળા પદાર્થો માંહિથી શું મોહિની, ગઇરે ! ઉડી ?
સહુ મિત્ર મારા ક્યાં ગયા ? સહુ સ્નેહી ત્યજીને ક્યાં ગયા ?
રહી કોઇની સંગત નહિં એ સંગતી ગઈ ક્યાં ઉડી ?
ઓ વિશ્વના ઉદ્ધાર ! મારા ચક્ષ્મને દેખાડને—
આ વિશ્વ સૌ, ગઇ સ્થિતિમાં તમ શકિત પણ શું ગઇ ઉડી ?
સ્વપ્ના વિષે હું નાદ ગેબી સાંભળીને ચમકતો,
હું કાંઇ ભૂલ્યો એમ થાતું, સ્મરણ શક્તિ ગઈ ઉડી.
કોઇ જાસુસો આવી મને સંબોધતા છુપી રીતે,
પણ જાસુસોની વાતનાં તત્ત્વો જતાં પળમાં ઉડી.
જયમ કાળ–રાત્રિમાં ચમકતા દીપ રક્ષક કર વિષે,
ત્યમ કઇક ચમકયા પણ પ્રકાશ ગયો બધો પળમાં ઉડી.
વાયુ તણી લહરી વડે બહુ વૃક્ષ ખંતે નમી જતાં,—
તો અચળ રહેતાં, પણ બધી મારી કૃતિ જાશે ઉડી.
પડઘા પડેછે હ્રદયના આકાશના ઉપર ખૂણે,
એ સાંભળી શકતો નહિં શું શ્રવણ શક્તિ ગઇ ઉડી.

* * *

ખરે આ સ્વાર્થના સ્વાદે રહ્યો બાઝી મમતમાં હું.
રહ્યો નહિ દૂર નિરસ એ પ્રબોધોમાંથી પામર હું.
કહું છું હું જ મૃગજળએ, કહું છું રંગ વાદળના.

પ્રબોધ્યા પ્રાણી એ રીતે, પ્રબોધ્યો તેં ન તુજને શું ?
હવે લાગે કૃતઘ્નો હું, કહે બીજા કૃતઘ્ની તું.
થયું છે એમ હા ! તેથી બગાડયું જ્ઞાન અંતરનું.
કદિ મેં દુઃખને લીધે પ્રભુપદ ડોક ઝૂકાવી,
કદિ મેં દ્રવ્યના મદથી ભૂલીને બુદ્ધિ ભૂલાવી.
કદિ મેં શાન્તિમાં આ કાળ લહરી શાન્ત વીતાવી,
અહ અહા ! એમ કરતાં જીંદગી આ મધ્યમાં આવી.
હવે તો હું ગુંચાયોછું, વિચારું સર્વ વિસારું,
પ્રભુના માર્ગમાં જઇને પછી સહુ શેષને ધારું.
વિકળ કાન્તિ, સકળ ભ્રાન્તિ વિમળ તેજે મળી જાશે,
રહીને એક તત્ત્વે ભક્તિ અમૃત પ્રેમ પીવાશે.
ઘડીમાં દીપ બૂઝશે ફરી વળશે યમો ત્યારે,
હરી જાશે પછી જાગી જગાવીશ શું, અરે ક્યારે !
થશે આ હાલ એવા મૂઢ વદ નહિં વ્યર્થ મારું છે,
સુગુણે કૃત્ય પ્રકટી રાખ્ય બચવા એક બારું છે.

# સિદ્ધિનો ઉદ્ઘોષ (જીજ્ઞાસુને)

## શાન્તિનું સ્થળ

હરિગીત. શું આંખ ઘેરાણી અરેઓ મિત્ર આળસ છાંડને,

આ સૃષ્ટિ કેરૂં દિવ્ય તેજ તું કંઇક આંખે આંજને.
વ્યહુવારની જંજાળમાં તેં વિશ્વ ચિતર્યું આ બધું,
તે આકૃતિના એ અલંકારો નથી સાચું કહું.
તેં સાંભળ્યા વનવાસી જનના ગાન કદિ આ હૃદયમાં,
વળી સાંભળ્યા બ્હીકણુ હરિણો ભય થકી ચાલ્યા જતા.
છે યાદ ગઇ રાત્રિ તણું જ્યાં પાણી સઘળું જઇ પડે,
નિજ સ્થાનમાં વ્હેવા થકી એ પ્રેમ શબ્દો જે કરે.
તરુવર તણા ખખડાટ કે એ રમ્ય સરિતા ગાનમાં,
જોયું હતું સંભાળ શું સંકોચ હૃદયે આણુમા.
ત્યાંથી ગયો વાયુ તણા વિમાનપર તું હીંચતો,
સૃષ્ટિ તરંગોને મનસ્વી માર્ગમાં દોરી જતો.
વળી પુણ્ય ગિરિપર ગૂજરેલા દિવસો સંભાળને.
તે સંતના આશિર્વચનો કંઇક હૃદયે આણને.
કયા ભાવથી તારું હૃદય બધું શિષ્યતામય થઇ જતું.
હે મિત્ર ! એનું સત્ય તત્ત્વ ભૂલી ગયો પ્રતિદિન તું.
એ સ્થાનમાં ઉભા રહી લાધ્યું હતું તુજને કંઇ ?
કઇ આશથી તારા હૃદયમાં વ્યગ્રતા વ્યાપી રહી ?
કઇ કામના કીધી હતી, કઇ કામના પ્રતિઢળી ગયો,
છે યાદ તુજને કાંઇ એ પરિણામ શુભ પ્રસંગનો ?
જે કાર્ય કીધું તેહનું ફળ તેજ વખતે યાચ તું,

એમાં જણાયો છે અતિક્રમ ? શીઘ્ર એમન ધાર તું.
જે કાર્યમાં મોટી ફતેહો પ્રેમથી માની લીધી,
તે તણુખલાની તુલ્ય આજે લાગશે તુજને બધી.
નહિં શાન્તિ વાસો ત્યાં કરે, નથી શાંતિનું સ્થળ તે કંઇ,
આ જગતની સિદ્ધિ બધી તેની દયા આણી રહી.
છે ઝેર સરજ્યું ત્યાંજ અમૃત માર્ગીઓ વસતા હશે,
નહિંતો જગતના પ્રાણી સઘળા કેમ દુઃખથી ઉગરશે ?

वसंत तिलका ત્યારે કહો જગતમાં સ્થળ શાન્તિનું કયાં ?
દુઃખી તણા દિલ વિષે સુખવાસ છે કયાં ?
કયારે બધા નિજ પ્રતાપ નીહાળનારા ?
ને એ પવિત્ર અભિલાષ જીતી જનારા ?
સાચે નથી વિબુધ કેરું અસત્ય કહેવું,
જાણ્યા છતાં જીવનમાં ભમીં નિત્ય જાવું.
તું સંતના વચન ચિત્ત ઉતાર પ્યારા,
એ છે બધા જીવન માર્ગ ઉઘાડનારા.
જે જે જનો મન મહિં ન વિકાર પામે,
સાધેછ ઇષ્ટ મન નિગ્રહના પ્રયોગે,
તેનું ઉડી જતું સદા લુબ્ધત્વ શીઘ્ર,
જંજાળમાં લચપચ્યો પણ નિસ્પૃહીએ.
જેવી રીતે કમળ પત્રનું બિંદુ જામ્યું,

વિકાર એ કદિ ન લેશ દિલે ધરેજો.
સૃષ્ટિ પિતાનું શુભ ધ્યાન ધરી શકાયે,
શાન્તિનું સ્થાન વદ કેમ ન મેળવાયે ?

# શેષ.

## भावना केम प्रदीप्त थाय ?

### यादृशा भावना तादृशा सिद्धि र्जायते.

परज — કરો જન કારજ જેવાં, મળે ફળ તેમ તેવાં.
હૈયા ફૂટાનું હૈયું વશ રહે નહિં ચાલતા સાથ ભમાય,
ગાળ તણો વરસાદ સુણીને ગાળ દેતો બહુ જાય,
જાણે નહિં મરમ એનો, વધે નહિં વંશ તેનો.
લોકમહિં બહુ આબરુ મોટી લાખપતિની ગણાય,
લાખ મટીને કાખની થાતાં, ધનનો મદ હણાય,
અરે જન એવાં અંધા, કરેછે કેવા ધંધા.
મારી મારી ધન ભેળું કર્યું હજુ લૂંટતો રંકને જાય,
આગ લાગી બળી જાય તેવામાં પાપીઓ એમ રીબાય,
જુઓ કળી કાળની કેલી, સાચાનો એક છે બેલી.

દારુ તણા વ્યસનીને દારુ વિના ન ચેન જણાય,
ચાલતાં મ્હાલતાં મુરખ ઘેનમાં ખાડ વિષે ઝંપલાય,

તથાપિ મૂઢ ન જાણે, અંતરમાં સુખ પ્રમાણે.
સાંજ પડયે જે ફૂલ ખીલ્યું તે માન મૂકી કરમાય,
કામ ન આવ્યું કોઇ જનોને, પગતળે કચરાય,
દેશો તો પામશો તેવું, બધા જગના જન એવું.
દુકાનદાર જો માલ દેવામાં દગો કરીદે લગાર,
પાઇ કમાતાં ગ્રાહક ખૂએ રોજનું ખાલી ગમાર,
જુએ જન દેખીતી કૂહાણી, નથી સમતા સમાણી.
ઉંઘતા સિંહને મારી દીઓ પણ જાગતાને ન મરાય,
જાગતા સાથે જુદ્ધ કરોતો જગમાં ગાન ગવાય,
પ્રતીતિની એ નિશાની, ખુલ્લા દિલથી પ્રમાણી.
બાવળ વાવીને આંબા તણા ફળની કેમ થાયે આશ,
કેસર કેસુડામાંથી મળે નહિં, પાણો કરે ન પ્રકાશ,
લાયકી લાયક પામે, દૂધથી ન બરફ જામે.
સાદ કરો કોઇ ઝાડી મહિં જઇ ગાળ કિંવા અપવાદ,
ઉત્તરમાં તે સાદ સુણો અટકાવી શકાય ન નાદ,
રોકાય ન પૂરનાં પાણી, અનુભવની એંધાણી.
શ્વાનને અન્નનો ગ્રાસ દેતાં થાય ખરીદી લીધેલો દાસ,
પેટ માટે બધું થાય છે, પેટ જો કરે છે અંગનું કાજ,
પરસ્પર પ્રીતિઓ લાગી, નીતિથી લેછે માગી.
હાથ ઘાલે જઇ આગ વિષે જાણે દાખવું છું ચતુરાઇ,
બળી જાયે અંગ આપણું એમાં કરે શું જુએ જે ભાઈ,

કમાણુા એક કમાણી, મુરખમાં પહેલ ગણાણી.
હામ ધરી યોગ ધાર્યો તથાપિ યોગન બેશ પળાય,
હાય પડે તેની એવી હજારો. નરકમાં કચવાય,
જુઓ જન એવા નઠારા, જંજાળી એથી સારા,
કાર્ય કરો સૌ એવાં પ્રતાપી દિલ ન કોઇ દુઃખાય,
વેશ ભજાવો માનવી એવો, પારકાનું ભલુ થાય,
લીઓને ભવ સુધારી, ચતુર તમે નરનારી.
પાણીની ઉપર કાપ મૂકો પણ પાણીના ભાગ ન થાય,
અવિનાશીની એક કળા એવી, કોઈ થકી ન છેદાય,
કરે પરલોકમાં સારું, હશે જેને પ્રાણથી પ્યારું.
અધિકારી જનને સહુ મોટો કહીને કરે સલામ,
બુદ્ધિવાળાને તે માન મળે નહિં હોદ્દાના બધા ગુલામ,
ચેતીને તેથી ચાલો, સંભાળી કાળ કાળો.
યુક્તિ પ્રયુક્તિથી કામ લેવું કળ બળથી પાર પમાય,
હીરાની જાત જૂદે જૂદે નામે સહુ સ્થળે વખણાય,
સુશોભિત નાગ ન રહેતો, ડંખીને જીવ લેતો.

शार्दूल જેથી માનવ મંડળે અનુદિને, સાચી નીતિ સંચરે,*

---

* સત્ય કહેનારા મને ઘણા મળ્યા; પણ તે પ્રમાણે વર્ત્તનારને માટે હું ભવિષ્યની રાહ જોઉંછું. જેઓ મને મળ્યા, તેઓતો સત્યને યાદ કરનાર હતા, પણ એ અખૂટ ખજાનાને વાપરનાર કોઇ ન હતા.

તેનું વર્ણન હો સખા ! દુઃખ સહી, તારા જનો અંતરે;
આશા આંકૂર કાળને કચડતી, પ્રાણી બહુ લે હરી,
પ્રારંભે મદ છોડજે વસુ વિષે, લેજે પ્રતિજ્ઞા ખરી.

# प्रेम भक्ति

હરિગીત. મૃદુ ભસ્મથી વિખરાઇ જાતું વિશ્વ આ અંજલિ મહિ,
ઝીણા ઝીણારવ સરિતના ઉન્માદ કરતા કંઇ કંઇ.
આ વાધતી રાત્રિ પ્રિયે પરિચારિકા સહ ઓપતી,
ત્યમ જીવનના જીવન રુપે મમ હૃદયમાં તું સ્ફુરતી.
કંઇ વિશ્વનું ખેંચાણ કે કોઇ અજબ શર આવી પડયું,
જડ ચર પદાર્થે તત્ત્વ રુપે તેજ તુજ વ્યાપી રહ્યું.
દ્રષ્ટિ ક્ષિતિજમાં ઉભય પડ જોડયા નિરંકુશ ભાવથી,
રસ્તે સતત સદ્ભાવથી સુખ દુઃખ કરે ગુલાવતી.
ભણવા તણી આશા હતી શિખ્યો બહુ અભ્યાસથી,
જે જાણવાને હૃદય ઇચ્છે જાણ્યું તે પ્રતિભાસથી;
સમ્બન્ધ તારો સાંપડયો જપું મંત્ર કર માળાધરી,
તુ ઇષ્ટ, તું મમશિષ્ટ, છોઉદ્દિષ્ટ જાઉં ન વિસરી.
વ્હેતી જુવાની વ્યાઘ્રની દ્રષ્ટિ ચૂંકાવી શોષથી;
વિસરી જતા પ્રફુલ્લિત કુસુમો જે ખર્યા પ્રતિરોધથી'
વળી વિસરતાં પણ આપ્ત જનજેની પ્રસાદી ભાગ્યથી,
નવ મૂકતાં મૂકાય તારૂં નામ આ જીહ્વા થકી.

# સિદ્ધિનો આદેશ

ગઝલ.     ગુમાવે જીંદગી ખાલી વિચારોમાં કહેશાને ?
ગુમાવે શેષ દિનો જે રહ્યા તે વ્યર્થ તું શાને ?
જશે ત્યારે બધાં આ ફૂલ ખીલ્યાં તે ખરી પડશે,
વહેતાં આંસુના ટીપાં હૃદયથી ના નીચોવાશે.
બધું આ દ્રવ્ય ને તું જે હતાં તે ના હતાં થાશે,
અમર પંથી ગણી બેઠો કહેને કેમ સચવાશે ?
રહ્યો તું ભોગમાં રાચી ગણી ત્યાં સુખની હસ્તિ,
શ્મશાને તું જઇને જો પડયાં છે કેટલાં અસ્થિ.
અરે તે દુનિઆના ભોગ ભોગવતા અહિં સૂતા,
ભૂલેલા પંથીને આશિષ દઇને આંસુઓ લ્હોતાં.
બધું આવું નીહાળે તું, નીહાળીને ન જાણે તું,
જણાવી વાત તો પાછી નિરાશામાં પ્રમાણે તું.
અરે થાશે બધું તારા થકી, છે શકય તારામાં,
ત્યજી દે ભોગ ને તું જો થતું શું શું વધારામાં.
વહી જાતાં ન જાણે જાણશે તે ઝાંઝવાં લ્હોતાં,
દિસે છે સ્વર્ગનાં સુખો પ્રતિબિંબો પ્રતિ જોતાં.
તજીદે શૂષ્ક આ ભોગો નહિં કાંઇ વળે એમાં,
ગુમાવે જીંદગી ખાલી અરેરે વ્યર્થ તું તેમાં.

શિખરિણી લખી યાદી એવી, મરણ વશ જે જે થઇ સૂતા,
જવું તેના માર્ગે, રવી કિરણ આ સૌ સૂચવતાં.
મહા વેગે છૂટી, અજીત શર છાતી વીંધી જતાં,
છતાં કાન્તિ રહે, અમરપણું એનું પ્રલયમાં.

ગઝલ નિખાલસ જીંદગી વહાલી હશે સૌને હૃદય પ્યારા,
છતાં આશા તણા વેગે પડે છે કૃત્યના પાસા.
ફરે આ ચક્ર સૃષ્ટિનાં મહિં શાન્તિ ન હોમી દે,
જરાવસ્થા તણા ભોગી ચહે શું જો અભિલાષા ?
પ્રણયને શ્વાસનાં રુપો હતાં બહુ ઐક્ય ભાવોમાં,
થતો નહિં તેહનો ક્ષય તો, ધરી કાં આવી આ આશા ?
પ્રસાદો જેહ ભાવે તે કરે કાં તુચ્છ હાથેથી ?
હતાં જે ગાઢ પ્યારાં ત્યાં ધરે કાં વ્યગ્ર નિસાશા ?
હશે જ્યાં શ્રેષ્ટ ગુણો ત્યાં ન જોયું ધારી ધારીને,
ગયા છે હાથથી માર્ગો સુખોને તેં ન ત્યાં જાણ્યા.
શ્મશાને ભસ્મ જ્યાં ઉડે મતિના લેશ ત્યાં સ્ફુરી,
જહાંગીરી-ફકીરીમાં ભમીને ભેદ તેં ભાળ્યા.
લલાટો આર્યનાં જો છે લખેલાં પૂર્વ કાળેથી,
પ્રથમતો કીર્તિ અપકીર્તિ થકી છે સર્વ પડછાયા.
જીવનની આરસી છે શોભિતા એ સૌ અલંકારે,
વિમળ સુતત્વ લેખોથી પડે છે મુક્તિની છાયા.

*શ્રદ્ધાથી ભોગ્ય છે તે સાથ જો સત્સંગની શુચી,
પ્રમાદો સૌ બળી વિલુપ્ત થાતી ભેદની માયા.
સ્ફુરે છે ભાવના આવી, છતાં ના ભોગી તેનો તું,
વિજય પામે બૂરી આશા? સ્થિતિ આ તેહની જાયા ?
નથી છૂટી જવાતું છૂટવાને ઈચ્છતાં આજે,
જીવન જુએ ભલે સૌ સેવ્ય, કિન્તુ એ બૂરી આશા !
ગયા લાખો અને જાશે જીવન પર આંસુઓ ઢાળી,
છતાં રહેશે મનુજોના હૃદયમાંહિ બૂરી આશા.

## योगीना लक्षण.[1]

શાર્દૂલ કોપાદિ રિપુઓ હણ્યા પ્રસરતા વિવેકના વજ્રથી,
જેણે યોગનો સિદ્ધિથી વધ કર્યો આ મોહના વૃક્ષનો;
બાંધ્યો પ્રૌઢ અનંગને નિયમના સિદ્ધિ રુપી મંત્રથી,
તેવા મોક્ષ સુઅર્થી યોગી જનને નામી રહી ચિત્તથી.

---

* શ્રદ્ધાથી સ્વધર્મને અનુસરાય, તો તે પણ મુક્તિ દર્શક છે. તેથી કહેવાયું છે,

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । શ્રી ગીતા.

૧ આ બધા છંદો પદ્માનંદ કૃત વૈરાગ્ય શતકમાંના કેટલા એક શ્લોકોના અનુવાદરુપે છે.

शिखरिणी ગણી દૈત્યા પેઠે, અતુલ પ્રીતિ વાળી નિજ પ્રિયા,
ત્યજી વ્હાલી લક્ષ્મિ, સમજી સરપિણી સમ ક્રીયા;
અને ચિત્રો ગોખો થકી મન હરે તે ગૃહ બળે-
તજ્યાં, એ નિઃસંગી વર વિજય પામો ક્ષિતિ તલે.

ગીતિ પરનિંદાને ત્યજીને, વિરક્ત જે પરનારી પરધનમાં,
એવા એ મ્હા પુરુષો, વિજય પ્રવર્તાવે આ ઉપવનમાં.

इन्द्रविजय

જે નરમાં અપમાન અને નિજ ગાન થતાં સ્ફુરતી સમપ્રીતિ,
જે નરને ખુશબોઇ અને દુરગંધ વિષે રહી એક પ્રતીતિ;
લેશ ખુશી નહિં નાર વિષે મૃત શ્વાન વિલોકીન દ્વેષની રીતિ,
એ નર યોગ તણા સુપતિ જયવાન થજો સજવા દ્રઢ નીતિ.

હરિગીત ભંડાર રુપ લાવણ્યનો જાણે કળા કુળ જે ઠરી,
લચી પુષ્ટ ઉંચા સ્તન થકી ગતિ મંદ મંદ કરે ખરી;
સુંદર ખીલેલી યૌવના, પાતાળ કન્યા સુન્દરી,
તજી જે નરે દીધી કરે કંદર્પ શું તેને જરી.

જે વેલની કાન્તિ લીલી શૃંગાર રુપ અમૃતથકી,
વંક્રોક્તિના પર્ણો ધરી અભિલાષ પુષ્પે ખીલતી;
તે વેલને જેણે દહી વ્રતનો પ્રબળ અગ્નિ ગ્રહી,
તે ઉપરે રતિનો પતિ બહુ રોષથી શું લે સ્પૃહી.

શાર્દૂલ જોતો તું ખગને ક્ષિતિ સહુ સ્થળે, હસ્તિ સમી ચાલતી,
પ્યારી તે અહિંને તહિં જહિં સૂધી કંદર્પની મોહિની;
એવો શું લીન તું થયો વ્રત વિષે, આજે નથી ભાળતો-
સામું તે યુવતી પ્રતિ કંઇ અરે, ત્યાગી ખરો શિષ્ય તું!
યોગીના ચિતમાં સદા સુહૃદને પિશુન તેતે ખરે,
ભોગોમાં નહિં લુબ્ધને તપ વિષે સંકોચના સંચરે;
રાજી છે નહિં રત્નમાં ત્યજી દીધો પાષાણમાં દ્વેષને,
એ યોગી જન ભૂષણો ચિત ધર્યે ટાળો બધા કલેશને.
રાતાંને વિસતીર્ણ લોચન થકી ઉન્માદ કારી સ્ત્રીઓ,
ફેંકે બાણ કટાક્ષનાં બહુ બહુ આક્રોશ દિલે ધરી;
કિન્તુ વજ્ર સમી સુઢાલ વિનયની, જેથી સમે કામની
લીલા, તે કરતી જહિં પરિક્રમા, શું ત્યાં કરે બાણતે ?

# एक पत्र.

ગઝલ[1] તન્મય બની હું પ્રકૃતિમાં નાવ વહેતું મૂકું છું,
સૌ દ્વેષી જનની દ્રષ્ટિ બાંધી મત્ત થઇને જાઉંછું;
નહિં કોઇ પાછળ આવજો, નહિં દ્રષ્ટિપાતો નાંખજો,
હું કોણને હું કયાં જતો ? એ અંતરે ના લાવજો.
આ માર્ગછે બહુ ભય ભર્યો, લાખો જનો જે ત્યાં ગયા,

૧ હરિગીતમાં ચાલશે.

તે દિવ્ય ઇચ્છા રાખતા આજે નથી પાછા ફર્યા;
વિશ્રામ સ્થાનો તેહનાં જોવા મને આશા ઘણી,
તો આજ મારી પ્રકૃતિ એ માર્ગમાં તન્મય બની.
નહિં શોચજો! નહિં દીર્ઘ નિશ્વાસો હૃદયમાં પાડજો!
જો પ્રેમનાં આંસુ ઝરે તો શૂન્ય ભાવે ખાળજો!
એ આંસુઓ લ્હોવા ન દેજો કોઈ બીજા પ્રાણીને,
રોવું ભલે એથી અરે એ ક્રૂર પ્રાણી ભાળીને.
આ વિશ્વના સૌ દૃશ્ય ભાવોમાં છુપાયું દુઃખ એ,
સૌ પ્રેમમાં અવધિ કરે પણ ત્યાં ન સાચું સુખ છે;
છે જે વધાઇ જન્મમાં, છે તે વધાઇ મર્ણમાં,
જો જીવન આ જોડાઇ જાયે પરમ સુખના શર્ણમાં.
મમ માર્ગને કાંઠે છવાયાં ઝાડ કેરાં ઝુંડ આ,
તે મધ્યમાં કાળી કિનારી યુક્ત દિસે કુંડ આ;
તે કુંડથી હું કમ્પું છું, તે જોઇને મનમાં બળું,
આજે પ્રયાસે મસ્ત થઇ હું કેમ તે બાજુ વળું?
જો ઉછરતી વૃત્તિ જશે સપડાઇ આવા પાશમાં,
તો જગતનો આ ભાર સઘળો દાબશે વિશ્વાસમાં;
ગિરિશૃંગ સમ ઉભરાઇ ઉછળી જે મળે આ તંત્રમાં,
તે સર્વ જળનું પ્રબળ થાશે લુબ્ધ મારા મંત્રમાં.
એ શાન્ત જળની આહુતિ આપીશ મારા કર્મને,
વધતું જવું તે ભાગ્યમાં રુચ્યું પ્રતાપી ધર્મને;

જો સ્મરણુ મારું યત્ન કરતાં પણુ હૃદય આવી ઠરે,
તો જઇ ઉભા રૂહેજો નદીને તીર જ્યાં નીર ઉછળે.
શ્રદ્ધાંજલિ અર્પી મને ત્યાં દિવ્ય વસ્તુ નાંખજો,
પણુ ઉત્તરોની આજ કોટી ભાસથી ના રાખજો;
હું મસ્તછું મુજ ગાનમાં, હું મસ્તછું આ તાનમાં,
સુખ દુઃખ એ સૌ સ્વપ્ન ધારી જઇ વસું આ ભાનમાં.
ઓ સ્નેહીઓ ! ઓ દ્વેષીઓ ! હું છેતરીને જાઉંછું,
પ્રીતિ તમારી છોડીને હું એક માર્ગી થાઉંછું,
એ અંધકાર કહો ભલે પણુ કેમ એ રુચે મને ?
તે અંધકારે તો જુઓ બાંધ્યુ તમારા વિશ્વને.

# निराशाना सेवको.

गझल અમે આકાશના સ્વારો બહુ મસ્તાન થઇ મ્હાલી;
અમે આકાશના ભેદો કહી દિલદાર દે તાળી.
જતા જીવો તણી યાદી હૃદયમાં રાખીને ફરીએ,
જતા જીવો તણા પાપો સુણીને મસ્ત વિચરીએ.
મહાભૂતો તણાં માપો પલકમાં પૂછતાં ભણીએ,
તરી જાવા તણા માર્ગો ખરા દિલથી નહિં કહીએ.
કફનમાંહિ સૂતા જે જે શૂરાને મૂર્ખ કળવાળા,
લલાટો ફાડીને તેના વૃથા લેખો લખી છાના.

મરેલાને ઉઠાવીશું, કહીને સંપત્તિ હરીએ,
ભલે એ હાથ માલિકને દિલાસે પેટને ભરીએ.
ભગાવી દોસ્ત, ને ઘરબાર મિલ્કત સૌ ત્યજાવીને,
પૂરી આશા દિલે આપી, પછી પ્હોંચે ખુવારીને.
ઘણાને ઇશ્કમાં ચકચૂર બનાવીને અમે રાચી,
અમારી તો મજા એવી રઝળતો જીવથી કરીએ.
મીઠી આવી રમતના ખેલ જોશો ક્યાં કહો પ્યારા?
અમારું કર્મ એવું છે ગમે નહિં તો રહો ન્યારા.
કટારો ખોસશું ઘામાં ભરુસે જો કદિ આવ્યા,
અમારા આ હૃદયમાં લોહના સળીઆ અમે સ્થાપ્યા.
અમારી ઓળખાણોની પ્રતીતિ અન્ય શું વદીએ,
નિરાશાના અમે દાસો મજામાં મસ્ત થઇ રહીએ.

## आपत्तिनुं औषध.

।રાગ। શું શોચ કરે મન ચમકી!
ભવિષ્ય કેમ ભળાઇ શકે જાવું ક્યાં પળમાં સટકી?
આ સાગર ખેંચી લાવેછે નૂતન પાણીની ભરતી,
લઇ જાયે એ ફરજ પરાયણ, દોષ નહિ કર ધરતી. શું૦
રામ સરીખા મહા પુરુષો રહ્યા નહિં સ્થિરતાથી,
ભૂષણ રુપ પણ પૃથ્વી ચક્રના સ્થિર નથી પ્રભુતાથી. શું૦

મરુત સુત જેણે દ્રોણાદ્રિ રાખ્યો કરમાં પકડી,
તિમિર થાતાં શેષ દશાનું ગયા પલકમાં ઉપડી. શું૦
કર્મ પરાયણ સર્વ વ્યક્તિઓ કર્મ જીવનને દમતું,
શોચ થકી શું વળશે પ્યારા થાય પ્રભુને ગમતું. શું૦

# संत पुरुषो.

કયાં મળે ! હોજી, સંતો કયાં મળે ! હોજી.
અંધકાર ત્યાં પ્રકાશ કેરું કિરણ હૃદય આ ભાળેજી,
જયાં મહાસાગર ગર્જન કરતો ત્યાં શાન્તિ નીહાળે;
સંતો કયાં મળે ! હોજી.

દુશ્મન જનમાં સ્નેહ ભાવનો અંકુર કંઈક પીછાણેજી,
મ્હોટા મ્હોટાના મનમાંહિ ક્ષુદ્ર વાસના જાણે;
સંતો કયાં મળે ! હોજી.

જગત્-જનો જયાં પ્રકાશ કરતા ત્યાં અંધારું નિરખેજી,
નદી કિનારે રેતી માંહિ કંચન ગુણને પરખે;
સંતો કયાં મળે ! હોજી.

હૃદય-યાતના ઉભી થાય ત્યાં જન હિત દિલમાં આણેજી.
પરમારથમાં સૃષ્ટિ વિશામો વ્હાલપ આણી પ્રમાણે,
સંતો કયાં મળે ! હોજી.

આવા સંતો ક્યાં મળશે જે હૃદય કમળ વિકસાવેજી,
પ્રખર તાપ આ ગ્રીષ્મ તણો ત્યાં શાન્તિજ્ઞાન અપાવે,
સંતો ક્યાં મળે ! હોજી.

# ક્રૂરતા.

ગઝલ. અરે એ બાળને આજે અભાગી મારતો કાં તું !
વિરહ અગ્નિ શમાવે તો શમાવે કાં નહિ આતું !
અમર આશા તણા માર્ગે સનમ આવી ઉભી આ જો !
પ્રથમ દેદાર તેનો જોઇ આવો ક્રૂર બનજે તું.
જખમ તારા રુઝાયા આ નથી, પીડાય છે હાથે,
છતાં આ ચક્રમને ખાલી સ્વયં ભાવે ભમાવે તું.
ગઇ માશુક, ગઇ ભક્તિ, ગઇ યાદી ઉડી દિલની;
અરે સાચું હતું તેને ઝહર કાં પીવડાવે તું ?
બધા આ ઝાડ પાનોમાં લખ્યા માશુકના લેખો,
કઇકે સાખીયા જોગો છતાં જાગી ન જોતો તું.
કફન પહેર્યાં ઘણાએ એ અમર લેખો લખાવીને,
સૂતા છે ઘોર નિદ્રામાં ન જોતો તેહને કંઇ તું.
બધું ભાળ્યું ન ભાળ્યું એમ આજે દોર બદલે તું,
જૂઠા આ પ્રકૃતિના વાદનો ઘા કાં ઉપાડે તું.
અરે કાગી ! ન મરશે એ થશે અદૃશ્ય નજરેથી,

નયનમાં મોહનો પડદો પડી જાતાં ન જોશે તું.
પછી આ દુનિઆને જોઇ કે ના જોઇ તેથી શું ?
પ્રજાની પ્રીતિને પ્રીછી ન પ્રીછી થાય તેથી શું ?
ધ્રુજાવે મૃત્યુ ને આ કાળ માથે ફાળ ભરતો રહે,
અરે એ બાળને મારી સૂજે આ હાથથી શું તું ?

* * *

સંભાળો આ વચન આજ સ્મરું ભૂતાદિ,
પૂર્વાપરે નવ ગણેલ થયો શું વ્યાધિ ?
આંસુ ભરાય નવ જોઇ શકાય સૃષ્ટિ,
એ સૃષ્ટિથી રુદન શ્રેષ્ઠ દિસે પ્રવૃત્તિ.

## अमे.

ગઝલ અમે તો આજ પરવાર્યા બધી વ્યાધિ ત્યજી ચાલ્યા;
અમે આ હાથ ખંખેર્યા, પછી નિશ્વાસ આ શાના ?
અમે આકાશની સહેલે અજબ રંગી બની ચાલ્યા,
અહિંની પ્રેમ વસ્તુઓ ત્યજી ત્યાં શોધવા ચાલ્યા.
જગતના ખેલને ફંદો બધા છોડી અમે ચાલ્યા,
અમે તો સ્વાર્થ દુનિઆપાર આજે શોધવા ચાલ્યા.
અમને ખૌફ છેના હસનો તો કાં તમે શોચો,
વસીલો છે અમારો ત્યાં અમે અલમસ્ત થઇ ચાલ્યા.

ખુશી રહેશું ન જેથી છો ખુશી આ દુનિઆમાં સૌ,
તમે જોયું નથી તેને અમે જોવા હવે ચાલ્યા.
શ્મશાનોમાં ચમકતી લાલ મૂર્તિ જોઇ શું શોચો,
અરે એ ખેલ માનવના ત્યજી સઘળા હમે ચાલ્યા.
અમોને પૂઠ પાછળ લ્યો વધાવી પ્રેમ ભક્તિથી,
તમારા સર્વ પેગામો ગણો સુણવા અમે ચાલ્યા.
અમારી ભક્તિએ તમ ભક્તિ થાયે જ્યારથી, ક્યાંયે
રહે નહિ શોકનું બિન્દુ ખરા સુખ અર્ણવે ન્હાયા
ચમનમાંહિ મળે શું શું ? નથી કૃત્રિમ લોભાવું,
અમેતો સાચને પૂજશું, કહો ક્યાં શોકની છાયા ?

